રીને કહુ છુ કે તું મને બચાવી લે (૫) હે પ્રભુ ! તે સઘળી શકિત ધરેલી છે, છેક ખુણામાં વાત બને કે દિલરૂપી ગુફામાં (એટલે મનમાં) હોય તો પણ તું ઝીણી આંખથી જુએછે (૬) જેને હું જાણું અજાણ્યું તેનો તું અજાણ નથી, મારાં છુપાં કામ તું ધારી ધારીને જુએછે=એવો તું જોરાવર જગતનો સુરજ [ઇશ્વર છે) (૭) જે જે હમેશા હું પાપ કરૂ છઉં ને નઠારા શબ્દ ઓચરૂ છુ, તે બધાને તું નોંધી રાખીને તેને વાસ્તે મારા તરફ કરડી નજર કરેછે (૮) જે મેં હમેશા પુન્ય પાપના જમે ઉધારો કર્યો છે, તે સઘળું (એટલે પુન્ય જમે થયું ને પાપ ઉધર્યું) તે મુઆ પછી તારે ત્યાં ઇનસાફમાં વસેલ છે (૯) હે મોટા બાપ (જગતના ધણી) એ મારા નિજ કામ વિષે તું માફ કર, હું શુ મોઢું લઈને આ મારા નામવાળા પ્રભુ તારા પગ પાસે આવું ! (૧૦) તે માટે હવે હું કદી પાપ કરૂ નહી એવો હું પુરો નિશ્ચય કરૂછુ, કેમકે હમેશા જાનો બનાવ જે કંઇ બનેછે તેની પ્રભુ તને પળ પળની ખબર છે (૧૧)

પાઠ ૫૯ મો.

પરાળ=ભાતનું ઘાસ.
જુગતી (સ) હીકમત.
ચાક=લોઢાના દાતાવાળું દા-
બવાનું ફરતું ચકકર.
ચુરે ચુરા=ભુકે ભુકા
બાતરી=વર્દી.
થોકડો=ચોડો, થોક.
સંચો (ફા) સંચો
બલાહીગ (અ) શહીચુસી
લેનારા.
ધા=ધાધો; હરનો
રીમ (અ) રીમ ધાબાનો કા-
ગળનો થોકડો

પાઠ ૬૦ મો.

પીનસીલ (અ) પ્રુન્શડપેન.
નવાઈ=અચરતી
ચીકણું=ઝટ ભાગે નહી તે-
વું, ચીકટવાળું
બ્લમ્બેગો (અ) એકજાતના
કોયના તથા લોઢાનો બ-
નેલો પદાર્થ
ભુંગળીઓ=બોદીઓ, ગોળી-
ઓ
માણીને=અજવાળીને,

પાઠ ૬૧ મો.

ગજવેલ=ખરૂ લોઢું
ધરી=આંક
સીડર (અ) એક જાતનું ઝા-
ડવું
સુગની (સ) ખુશબો
કરામત (સ) એ જબા, ગામ
નામ વહેરે એવી આરી
ઓભાળ=ચારો; ખાસ
ચોખંડી=ચોરસ
મુતગ=ઘેરેલું, મુગમ
વીગતવાર=વીગતની સાથે;
ત સીલથી

પાઠ ૬૨ મો.

કાનગ=ભપોદ, સત્યાનાશ.
અરસો (આ) વખત
નિગાત (સ) ચેન, સુખ
વિખેરી=પાછી હઠાવી
કીસમણી=પૂર્વ તરફની
સરહદ (આ ફા) સીમા.
તાબુકદાર (ફા) પ્રમાણાનો ધ-
ણી, માહાલનો ગણનાર
મારા=કમાઈ; મારી નાખ-

ભીખ માગવા ગયો, ત્યાં બજારમાંથી તેણે ઘોટ આણીને પેટભરી લીધી, તે લઈ આવી ગુરૂને કહેવા લાગ્યો કે હું તો આજ બહુ કમાઈ આવ્યો એવા કે (અટો અટાને બગડી બળ્યો (૨) ત્યારે તે ગુરૂએ ચેલાને કહ્યું કે હવાં આપણે એક રાત પણ રેહેવું નહીં, કે જ્યાંહાં બધી ચીજો એકજ ભાવે વેચાય છે, તો એ પ્રમાણે હવાં ચોરનો ને શાહુકારનો ઇનસાફ પણ એકજ હશે, અને ગુનાવાળાને ઘટતી શીક્ષા થતી નહીં હશે. (૩) આપણે એ શેહેરમાં એક રાત પણ રેહેવું નહીં, માટે ચાલો ચેલા તુરત આપણે બીજે ગામ જઈએ, ત્યારે ચેલો કહે કે હવાંઆ ખાવા પીવાનું પુષ્કળ મળે છે, તે મુકીને હું તો કેઉં આવવાનો નથી (૪) ગુરૂએ તેને બહુએ ઉ-પદેશ કીધો, કે ભાઈ હવાંઆ એક રાતની રાત પડી રેહેવું એ ઘટીત નથી; આખરે તે વાત ચેલાએ જ્યારે નહીંજ માની, ત્યારે ગુરૂજી તો એ-કલા તે નગરી છોડીને બીજે ગામ ગયા (૫) પછી પેલા ચેલાજી તો ત્યાં ઘણા દહાડા રહયા, ને હરામનું ખાઇ પીને ખુબ મતવાળા બન્યા, પણ ત્યાં તેના પછી કેવા હાલ થયા, તે હું કહું તે તમે ધ્યાન રાખીને સાંભળો (૬) એક વાર એક વાણીઆને ત્યાં ચાર ચોર ચોરી કરવા સારૂ ખાતર પાડવાને ગયા, ત્યાં પરમેશ્વરના બનાવથી એવું બન્યું કે ખાતર પાડતાં ભીંત તુટી પડી એટલે ચારે ચોર કચડાઇને મરી ગયા (૭) ત્યારે તે ચોરની મા રડવા થઈ કે ઉપર કહેલ ગંડોજી રાજાને ત્યાં ફરીયાદ કરવા ગઇ, ત્યારે તે ડોસીની અરજ સાંભળી રાજાએ તે શેઠ (વાણીઆને) ફાંસી દેવાનો હુકમ કીધો (૮) રાજાએ વાણીઆને કહ્યું તમે એવું ઘર કેમ બંધાવ્યું કે તે ઠેકાણે ખુન થયા, તે એકે કાલે રાતે ખાતર પાડતાં ચાર ચોર દબાઇને કચરાઇ મુઆ (૯)

**પાઠ ૬૬ મો.**

વાંક=તકસીર; ગુનો
અપાર (સં] પુષ્કળ; જેનો પાર નહીં.
ખોડ=ખામી; કસુર
ઉચ્ચાર [સં) વેણ; શબ્દ
પખાલી=ભીસ્તી.

લેશ (સં) જરા, થોડું
પુરપતી (સં) શેહેરનો રાજા
મુલ્લાં (ફા) વોરા લોકોનો ધર્મગુરૂ, (મુસલમાનમાંએક ધર્મની પદવી છે.)
અધીક (સં) ઘણું.
છાંડો=મુકો; છોડો.

ની ધાર (સં) નદી
ભુપ (સં) રાજા
જોગી (સં) સાધુ.
અદભુત [સં] અજાએબ
અવસર (સં) વખત
વેગે=ઝડપથી; તાકીદે.
વીમાન (સં) સ્વર્ગની પાલ-

| | | |
|---|---|---|
| બી, કૈલાસ વાહન | પ્રતાપ(સં)મેહેર, મેહેરબાની | અજ્ઞેલ=આગેલા |
| પૂર્ણ (સં) સંગમ , પુરો | આય=એમ, કલંક | મુક્તી(સં)ભવપૂરથી નીવરણી |

( કવિતાની સમજુતી. ) ( ૯ )

ત્યારે વાણીઆએ બચાવમા રાજાને જવાબ દીધો કે એના કડીઆની તમામ કસુર છે, આપ જો વાજબી વીચારીને જોસો તો એ કામમા જરાએ મારી ચુક નથી ( ૧૦ ) ત્યારે કડીઆને ફાંસીનો હુકમ થયો ને વાણીઓ તો બચી ગયો, ત્યારે કડીઆએ કહ્યુ કે રાજાજી એ તો ગારો કરનારની ભુલ થઈ છે ( ૧૧ ) ત્યારે ગારો કરનારો બોલ્યો, કે પાણી વધારે પડ્યુ તેથી ગારો ઢીલો થયો, તથા એ ભુલ તો પખાલીની છે એમા મારો જરાએ વાક નથી. (૧૨) ત્યારે શેહેના રાજાએ પખાલને કહ્યુ કે તુ ફાંસીએ જાય તો હવે પછી આ ગામમા આવા ગુના થશે નહી ( ૧૩ ) ત્યારે પખાલીએ કહ્યુ કે મુલ્લા રસ્તામા નીકળ્યો તેની તરફ મે જોયુ તેથી પાણી વધારે પડ્યુ, માટે હે રાજાજી મારા ઉપરથી રીસ કાહાડી નાખો ( મારો ગુનો માફ કરો ) (૧૪) ત્યારે મુલ્લાજીને મારવાનો નક્કી ઠરાવ કીધો, ને શુળી પાસે તુરત તે મુલ્લાને લઇ ગયા (૧૫) તે શુળીનુ ફળ જાડુ હતુ ને મુલ્લાનુ શરીર પાતળુ ( તેથી ફાંસીનો ગાળો ઢીલો પડે એટલે નીકળી જાય, ) એ વાત ચાકરે રાજાને જઇને કહી (૧૬) ત્યારે રાજાએ કહ્યુ કે તમે વારે ઘડીએ આવીને પુછ્યા શુ કરો છો, જાઓ કોઇ જાડો હોય તેને શોધીને શુળીએ ચડાવી દો (૧૭) એટલે શોધતા શોધતા એ જાડા ચેલાજી હાથમા આવી ગયા, તે ઘણા દહાડાનો ખાઇ પીને શરીરે મતગાળો બન્યો હતો [૧૮] તે ચેલો તો થોડા દહાડાની રજા રાજા પાસેથી માગીને ગયો, ને ગુરૂ પાસે આવીને પસ્તાવા લાગ્યો, ત્યારે ગુરૂએ આવીને એક અજબ ઉપાયથી તેનો જીવ બચાવ્યો (૧૯) તે ગુરૂએ શુળી પાસે જઇને કહ્યુ કે રાજા કાને સાભળ, આ વખતે જે કોઇ ફાંસીએ ચડે તેને તુરત વૈમાન મળે (૨૦) ત્યારે ચેલો બોલ્યો કે હું ચડુ ને ગુરૂ કહે હુ ચડું ( એમ પેલા મુરખ રાજાને સમજાવવાને ખાલી રમત કરી, ) ત્યારે રાજા કહે કે બાવને શું ચડું કે જેથી મને અમરપુ--

જહાજો (હિ) મોટા વહાણો
કાંગી=નાળીએરની ચોટલી ના રેસા
કોપરેલ=કોપરાનું તેલ.
કપી (આ) બુદ
લીલાપીળેર=લીલું લીલું ઠ ડક ઠંડક
જવાહીર (આ) હીરા માણેક વગેરે

પાઠ ૭૮ મો

છુટક=છુટા છુટા
તળાસવુ=ચાલવુ દાબવુ
શ્રી (સં) લક્ષ્મી
પામર (સં) ગરીબ
વહાવુ=છેતરાવુ, ઠગાવુ
વામવુ=દૂર કરવુ, કાહાડી નાખવુ
ભદ્રા (સં) રૂડું ચાહાનારી સ્ત્રી, (ભદ્ર તે કલ્યાણ તે ઉપરથી ભદ્રા)
લક્ષ્મી (સં) પૈસો, દ્રવ્ય
કર (સં) હાથ
દાસી (સં) ચાકરડી
સતવીધા (સં) સાચીવીદ્યા
શીરોમણી (સં) સર્વથી મોટી મર્યાદાવાળી.
પ્રૌઢા (સં) મોટા.
સહસા (સં) વગર વીચાર્યુ જોખમવાળુ જોરસાથી ઉતાવળું
સતવાદી (સં) સાચો
શુર (સં) બાહાદુર
જશવતા (સં) માનવત, પ્રકાતા જશવાળા
પાણીઆ=પથ્થર.
કૃત (સં) કામ
કટાંને=વઢાવે, લેવડાવે
મરજાદા (સં) માનઆબરૂ
કારજ (સં) કામ
અચીત=ઓચીતુ એકાએક
વીમાસવુ=હાથ ઘસવ, પસ્તાવુ, વીચારવુ
સાધુ (સં) વૈરાગી; સત
પુન્ય (સં) ધર્મ, દાનનું આશીશ
વ્યસની (સં) ખરાબ લતવાળો
પીકણુ=નરમ, પોચો
તાતી=ઉગામેલી, ગરમ.
આથમણુ=પશ્ચીમ તરફ
ઘાવ (હી) ઘા; ઝટકા, જખમ.
દેહ (સં) કાયા, શરીર.
વાંઝીઓ=જેની સ્ત્રીને છોકરા થાય નહી તે સખસ
પ્રગટે (સં)જન્મે.
પુતર (સં) છોકરો.
રાંક (સં) ગરીબ.
ભદ્ર (સં) કલ્યાણ; રૂડું
તક=વખત, સમય.
ફળે=પ્રસન થાય
બોલ=શબ્દ વેણ
સોહે=સાજે; શોભતુ.
સુલતાન (આ) બાદશાહ
તુલે (સં) બરાબર.
નેહેવાર=વકફર આટ શાખ.
દાવાદલ=ઘણુંજ, અતુલ.

## ( કવિતાની સમજુતી. ) (૧૦)

વિદ્યાના મોહોડા આગળ લક્ષ્મી હાથ જોડીને ઉભી રેહેછે, વિદ્યા આગળ લક્ષ્મી આખુ હોડીને ચાલી જાયછે; વિદ્યા આગળ લક્ષ્મી પગ ચાપીને તેને નમેછે; વિદ્યા આગળ લક્ષ્મી કંગાળપણાથી દાસી થઈને રેહેછે સાચી વિદ્યા એ સર્વથી મોટી છે, સાચી વિદ્યા તો ધન ઘણુએ; શામળ કહે સાચી વિદ્યા વિના બિચારા માણસોને મોટા પશુ જેવા જાણવા. (૧)

જે પુરૂષો વિચારવત છે તે વગર વિચાર્યુ ( એકદમ જોરસાથી ઉ-

તાવણુ) કામ કરતા નથી, અને એવું કામ જે નહીજ કરે તે કોઇથી છે-
તરાતા નથી જે પુરા વિદ્વાન હોયછે તેજ એવું વગર વિચારયું કામ કરે
નહી, અને એવું કામ જ નહી કરે તેજ સાચા સુગ નર હોયછે; જે વગર
વિચાર્યું કામ કરે નહી તેને ફી તીવત જાણવા, ને જે એવું કામ કરેછે
તેને વાસ્તે શામળદાસ કવી એવું કહેછે કે તેને વિદ્વાન નહી પણ પથ્થર
માનવા (૨)

વગર વિચારયું કામ કરનાર કોઇ દાહાડો માથું કાપે, વગર વિચારયું
કામ કરનાર ઇજ્જત આબરૂ ખોવરાવે, વગર વિચાર્યું કામ કરનાર પોતાનો
જીવ ખુએ, વગર વિચાર્યું કામ કરનાર કોઇ દહાડો પણ સુખે નવ સુએ,
તેમ વગર વિચાર્યું કામ કરનારને ઓચિંતુ દુઃખ આવી પડે, ને એવું
કામ કરવા થકી શામળ કહે કોઇ દહાડો હાથ ઘસવા પડે (૩)

પંડીતને પંડીત મળે તો તેઓને અરસપરસ ઘણું સુખ થાય, વૈરા-
ગીને વૈરાગી મળે તો તેઓનું એક બીજાનું ઘણું દુખ જાય, ચોખ્ખા
ની સાથે ચોખ્ખો મળે તો મોટા પુન્ય બરાબર ગણાય, તેમ સાચાની સાથે
સાચો મળે તો મોટી આબરૂ પકાય, જુઠા માણસને જુઠો મળે ને વ્યસ-
નીને વ્યસની જડે, જેમા જેવ ગુણ મળતા તેવા જગતમા સેહેજ તેના
સ્વભાવથી આવી મળે (૪) વાણીઓ જેનું નામ કે તે કદી પણ જુઠું બોલે
નહી ગરમ (ઉગામી) તરવાર બાંધ્યાથી બીકણ હોય તે સૌથી પેહેલો નાસે
ઉગામી તરવાર બાંધ્યાથી મરવા કરતા પેહેલો ઘરેથી તે ચાલ્યો આવે,
ઉગામી તરવાર બાંધીને તે પોતાનાજ વખાણ કરે, અને પુર્વ તરફની પડે
બુમ તો પચ્છિમ તરફ ચાલ્યો જાય ( આગળ પડયું હોય તો પાછના બારણા
લે, ) વળી વાંકી પાઘડીઓ માથે મેલે ( વરણાગી બતાવે ) ને સાવચેત
થઇને પેહેલા ચહડી આવે, પણ શામળ કેહે જ્યારે મોટા ઘા માથાપર પડે
ત્યારે સૌથી પેહેલોજ તે નાસી જાય. (૫)

જો કોઇ ગરીબ માણસ પણ તે જીવતો હોય તો કોઇ દહાડો તેને
પૈસાનો લાભ થાય, દુઃખી કાયા અથવા કોઇ દુઃખીઆરો જીવ પણ જો
તે સલામત હોય તો કોઇ દાહાડો પણ તેનું દુઃખ દુર થાય; વાણીઓ પણ

જો તે જીવતો હશે તો કોઈ દહાડો પણ તેની સ્ત્રીને છોકરો થશે; તેમ કોઈ ગરીબ માણસ પણ તે જીવતો હશે તો કોઈ દહાડો પણ તેને સારૂ ઘરબાર મળશે, જે નર જીવતો હશે તેની સ્ત્રી નહી હોય તો કોઈ દહાડો પણ તે મળશે, પણ મુઆ પછી મળવાની નથી, માટે આ વખતમાં તમે બધી જંજાળની વાત વીસારી દો, ને એક ચિત્તે પ્રભુનું સ્મરણ કરો તો કોઈ દીવસ પણ ઈશ્વર તમને તેનું ફળ આપશે (૬)

વાણીઓ જેનું નામ કે તે જરા પણ ઓછું તોળીને આપે નહી; વાણીઓ જેનું નામ કે જે પોતાનો બોલેલો બોલ પાળે, વાણીઓ જેનું નામ કે તે વ્યાજ સાથે પૈસા આપે, વળી નામ વિંકી વાણીઆનું કે જેની શાખ શાહુકારની બરાબર છે, પણ જો તેનો વેહેવાર તુટયો તો પછી તેને ઘણું દુઃખ થાય છે, એટલે ( તેને પૈસા પછી કોઈ ધીરતું નથી ) (૭)

### પાઠ ૭૯ મો.

પ્રકૃતી(ન) તબીયત, સ્વભાવ
દાશમવ [ન] અદેખાઈ, કીને
મચવાઅ=ઉઠાવીએ
લગ (ન) બીક, ધક
નાજુક (ફ) કોમળ, નરમ, કુમળી
પાજી=હીન, કંજુસ, દમ
ખીદમતગાર (ફ) ખીદમત-મા રેહેનાર ચાકર
ઝુન (ફી) મગદ, ઘોડા વગેરે ઉપર નાખવાનું લટકતા છેડાવાળું લુગડું
કમાએલા=જોરાવર, કસ પામેલા
ચાલાક (ફ) હોશીયાર; ચપળ.
ગણતી=હીસાબ; લેખું.
ફતન (અ) હથીઆર થી ફા-ડીન માગુ ત
મજબુતી (આ) રેઢા પુષ્ટી

### પાઠ ૮૦ મો.

૭ વણી(હી) લશ્કરનો મુકામ
ડાણપન=નાગેલી
ખાતમીદાર (ન) ખબર રાખનાર
હાજી (અ) ભાવણુ, હજ કરનાર
આદરસતકાર (ન) આદરભાવ, આવકાર
ઘાટ=તેતરણુ, તોડ
ટુકડીઓ (હી) કડકા ભાગ
ધાસ્તી=બીક ડર
ફાળો=દમા ફટકાનો.
ગતી (ન) વરે હાલ
બાતમી (અ) ખબર.
ઈતબાર (આ) ભરોસો.
શોક (ન) દલગીરી.
ઈતીહાસ કરતા (ન) આગળ બનેલા વરતમાનોના લખનાર

### પાઠ ૮૧ મો.

નમસ્કાર (ન) વાંકા વળીને નમવું તે
ઝમ (હી) છટા, છબારત
ખામી (ફ) ખોડ, કસુર
નીસાસો=નીસવાસ
ચગાબોર=ઝીણા ચીનાઈ બોર
છીંડુ=વાડ કે ખેતરમાં જવા આવવાનો રસ્તો; મોટું બાકું.
ચાપતા=દાબતા; ઝૂડતા

### પાઠ ૮૨ મો.

આચકો=હડસેલો; ધકકો
હાજાજ=હોસ; ગાતર

ઇનસાફી (અ) બરાબર તપાસી કામ કરનારો; વાજબીની રાહે ચાલનાર
ઉપાડી=ઉંચકી, ઉઠાવી
ઠોકયો=મારયો, ઝીકયો
ઝાટા=ઝપટા; કુંડા

પાઠ ૮૩ મો.

અથ (સં) શરૂઆત
ક્ષતી (સં) ખોટ છેડો
યથાસ્થીત (સં) જેવું જોઇએ તેવું; બરાબર
અંતઃકરણ (સં) હૈયું
પરીણામ (સં) ફળ
બેવડો=બે વારનો; બમણો
વીતેલા=થયેલા; બનેલા
ટગમગ=ડગમગ, ટગર ટગર
સંઘાતો (સં) પાસે લાવતો, એકઠું કરતો
સત્ય (સં) સાચું.
આગ્રહ [સં] બળાત્કાર
સાહે=મદદ
મશ્કરી (ફા) મજાક.

પાઠ ૮૪ મો.

કાલુ મછવા=બે જોડાયલી પોલા જોડકા, જેમાંથી મોતી નકળે છે તે
રસી (હિ) દોરી, દોરડું
પાલકો=કંઈ ઉંચી ઇમારત ઉપર ચહડવાને લાકડી પાટીઆ વગેરે દોરડાથી બાંધવા તે
સંગોટા=કટકા, કાછડો
વસ્ત્ર (સં) કપડા, લુગડા
મટકીઓ=ગાગરો
મીનીટ (અ) ૬૦ સેકંડ
ચીમટા=ચાંટીઆ
ચુંટી=વીણી
વડ=જાત, વન
ઝુમખા=લુમખા
મરન (અ) મારણી

પાઠ ૮૫ મો.

શીલા (સં) પથ્થર
શ્વાન (સં) કુતરો.
પુછ (સં) ડગલો
આભ=વાદળ, ગગન
બંધ (સં) બાંધવાની દોરી
રીઝે=ખુશી થય.
ડશે=ડસે, કરડે
પુષ્પ (સં) ફુલ
તામ=અગર
પુર (સં) રેલ પાણીનું આવવું, શેલ
થોભે=અટકે
નીર (સં) પાણી
વાડ=વાડો
ખાળી=અટકાવી
લઘુ (સં) નાનું, કુમળું
કાચપણે (શી) બાળપણે બચપણે
ક્રીયા (સં) વીધી, જુગત
મેળવે=મેળવો
ડગવો=હલાવો
રહે (શી) બચે

## ( કવિતાની સમજુતી. ) (૧૧)

મોટા પથ્થર અથવા પથ્થની ગદા કુતરાની પુછડીને માથે રાખીને, જુઓ તેને હીકમતે બતવા બાંધી લાવી; પછી તેને સીધી કરી તો પણ વાંકીની વાંકીજ, માટે જે ટેવ પડી હોય તે મટાડી કેમ મટે! (૧) ઊંટના અઢારે અંગ (શરીરના ભાગો વાંકા વળેલા છે, હો તે ઢાંકી ગયાએ તો કોહો ઢાંકયા કેમ રહે;) ભાવના નળીઆપ જુએ તો તે આકાશના તરફ નજર નાખે; માટે જે ટેવ પડી૦ (૨) જુઓ નાગની જાતની ટેવ જે છે તે કેવી છે, કે જો તે ખુશી હોય છે તો રમેછે ને ખીજવાય તો કરડેછે; હો તેને ઘણી ખુશીથી પેર પળી રાખીએ, તોપણ જે ટેવ પડી૦ (૩)

ઘણા ફુલના ઢગલામા હીંગ પડે, તોપણ તે હીંગને ફુલનો પાસ (સુગંધની
અસર) લાગતી નથી; અને તેમ કરવાને કોઇ માળી માથુ કુટીને મરી
જાય તોપણ શુ થશે ! માટે જે ટેવ પડી૦ (૪) નાખુ ચોપડાને કોયલા જે
કાળાછે તેને દુધમા ગળીને ધુઓ, તો કોઇપણ દહાડો તેની કાળી જાત
મટીને ઉજળી થવાની નથી; માટે જે ટેવ પડી૦ (૫) ઓધો પાણીનો પ્ર
વાહ જતો હોય તો તેને કોણ થોભાવી શકે ? ને ઓધો નેવના પાણી ને
મોભે શી રીતે ચડે ? એ પાણીને ખાડામા કોઇ અટકાવી રાખશે તો રેહે
શે ? (નહી,) માટે જે ટેવ પડી૦ (૬) કુમળુ ઝાડ આપણે જેમ વાળીએ
તેમ વળે, તેમ તમે બચપણે જે ટેવ મુકાય તે મુકી દો, પછી નઠારી કે
સારી, ભલી કે રેહેમવાળી ગમે તેવી હોય, પણ જે ટેવ પડી૦ (૭) તમે
બચપણમા ક્રિયા કેળવો ( કામ કેળવીને સારા કામ કરો ) ને તેમા ગુણ
મેળવો, ને તેમા સારી નીતી મળવા ને તમારો જીવ કેળવો; આ પાઠ સા-
રી રીતે જે ભણે તેને સારી ટેવ પડે, આ સારા છંદ કવિ દલપતરામે બ-
નાવ્યા છે (૮)

પાઠ ૮૬ મો.
રચન (ન) શોભા.
કપડા (સ્ત્રી) લુગડા
ખાંપણ=ખોડ, ખામી કસર
ચીકન (ફ) રેશમનુ ભરત
દરજી (ફા) સેરાઇ, નઇ
રોજી (ફા) રોજગાર
રકમવાર (અ) જથાબંધ
 નામટો
કમાઇ (સ્ત્રી) રળતર
લાંબો=ઊંડો, મોટો
રસ્તે (અ) ઘોડાનો સડક
 નો બાંધેલો રસ્તો
કમસમજ=ને સમજ ઓ
 છી અક્કલ.

નોકર (અ) નોકર, ગ-
 ભુલા, બેખુ
આગબોટ (અ) વગાન
 જોરથી પાણીમા ચલતુ
 મોટુ વાહાણ
પાઠ ૮૭ મો.
ચખા [ન] ફાંટો.
ચીસ (ન) ગોચ
બારેમાસ=આખુ વરસ
જંગલી [ફ] બેવકુફ, બુદ્ધી
 વગરન, મુર્ખ
નીર્દય (ન) ઘાતકી દયા વ
 ગરના
નીસ્તાર (ન) વસ્તી રહી-
 ત ; એકેવાત.

તાગ=સામો કાંઠે; સામો કી
 નરો
નેહેરો=નીકો
ટોટી=જાડું કપડુ
મનમલ=ઝીણું લુગડું.
ગળી=એક જાતનો કાળો રંગ
સપેતો (ફા) ચાક.
ગુલામ (આ) વેચાણ લીધે-
 લો ચાકર.
રીવાજ (આ) ધારો
સેહેતા=ખમતા.
કેથણાથણ=ફેરફાર.
પાઠ ૮૮ મો.
કરમાઇ=ચીમળાઇ.
મુગાડીઆ (સં) એક જી-

જુઈ મૂળીઆ
રેસા (ફ) દોરા.
શ્વાસ (સ) દમ. શ્વાસ
મોર=આંબાના ફુલ

પાઠ ૮૯ મો.

તરેહવાર (આ) જાત જાતના, જુદા જુદા
જાંબુઆ=જાંબુ જેવા
ખડબચડી=ખાડા ખબચા વાળી
ઝરપે=ઝરે, નીકળે.
સફેદ (ફા) ધોળું
અર્ક (સ) ગરમીના જોરથી ઔષધીઓની કાહાડેલુ પાણી જેવું તત્વ.

પાઠ ૯૦ મો.

નટ (સ) નજરબંધીનો ખેલ કરનાર, બાજીગરવાદી
આસન (સ) બેસણું, બેઠક, (શરીર વાળવાની ક્રીયા
નજરબંધી (ફા) નજર બાંધીને ખેલ કરવાની ક્રીયા
ગારુડી (સ) વાદી, બાજીગર
ખેલ (આ) તમાસો, રમત
આકાશચરખી=આકાશની ચરખી; મદારીઓ ઊંચે થાંભલાપર ચડીને ચરખી જેવા દેખાય એવો ખેલ કરે તેનો તમાશો
તમાશો (આ) ખેલ, રમત
ભવાઈ=ભવાયાનો ખેલ, ભવાયાનો તમાસો
મોહનાબ=મોહ પમાડે એવો વેલો
ચાર=ચારો, ઘાસ
બાજીગર (ફા) વાદી, ગારુડી
ઠગાઈ (હી) ઠગબાજી
નજરબંધ (ફ) દ્રષ્ટીનો અટકાવ
ચુકવી=ખસેડી, ભુલવી

પાઠ ૯૧ મો.

દીગ=છક, અજબ
ગેરડી=નાનું ઝાડ
ગેઠણ=ગાંઠવાળી
પ્રત્યેક (સ) દરએક

પાઠ ૯૨ મો

ઝુંડ (હી) ટોળું, જથો
મચે=મંડે, જાગી રહે
ચહો=ચાહો.
શુક્ર (સ) બગભર
કૃપણું (સ) દયણું
ક્યારો=ઝાડ બાર ખોદેલો પાણી ભરાયલો ખાડો.
ચાનણું=ચાંદણું
ઈશ (સ) ઈશ્વર, પ્રભુ
શ્રીમાન (સ) માબાપ
સ્હાવ (હી) ભાગ્યને
પશુતુલ્ય (સં) પશુના જેવા
પ્રમાણી (સ) કબુલ
ગુરુ=મોટું
ઠગારા=ઠગ લોકો
જીભાળુ=જીભવાળો
નકદ (ફા) પુરપ, નગ
કષ્ટ (સ) દુખ
ચુરો=ભુકો
ચીક (સં) છીંટ, છીંકાર.
જન્મ મારો=જીંદગીનો માર, જીવતર
ફરી=ફરી વળીની
ફોરો (હી) નાનો; થોડો.
ઠરેલા=ઠરેલા, કાહડો

( કવિતાની સમજુતી. ) (૧૨)

મોટા બાગમા જેમ ઝાડની ઘટા થવાને, તેના મુળમાથીજ પાણી સીંચવાને જેમ મંડે, તેમ જો તમે લોકોનો સારો હાલ થવાને ચાહાતા હોય તો, સુધારો થવાને સારી વિદ્યાનો વધારો કરો (૧) દયાવંત થઈને બચ્ચાને વાસ્તે નિશાળો કહાડો, ને ગામડાના સુખના બી તમે રોપો ( એટલે વિદ્યા ભણી તેઓ સુખ પામે, ) જેમકે ચોપાસ ફરતી વાડ કરીને તેમા

કધારો કરે, તેમજ સુધારો થવાનો (૨) આપણને ઈશ્વરે ચોણું ચાવવાને દાંત આપ્યા ને જુઓ કે માબાપ જેવાએ જ્ઞાન આપ્યું, તેમ જે આપણને ભણાવે તે આપણો ખરો પાળનારો છે, માટે સુધારો થવાનો (૩) જે માણસ ભણેલો નહી હોય તેને પશુના જેવો સમજવો, જે ભણેલો હોયછે તેજ માણસમાં કબુલ થાય છે, વિદ્યા શીખવવી એ મોટું પુન્યનું કામ છે એમ ધારો, માટે સુધારો થવાનો (૪) ખરેખાત વિદ્યાનો ભંડોળ કદી ખરચવાનો નથી, તેને ઠગ ઠગી કે લુટારા લુટી જવાના નથી, જુઓ કે જે વડે (વિદ્યાએ કરીને) હજારો જીવનું પોષણ થાયછે, માટે સુધારો થવાને (૫) જે મુર્ખ વિદ્યા વિનાનો હશે તે બાજાઓથી ઠગાશે, તેને દુખમાં ડુબતો જોઈને તમે તેનો હાથ પકડો, ને તેને તમે પાર ઉતરીને ઉતારો, માટે સુધારો થવાનો (૬) જે માણસ લખીને વાચશે તેનેજ આંખવાળો એટલે દેખતો સમજવો, (નહી તો આંધળો જાણવો,) અને જે માણસ ભણી જાણશે તેનેજ જીભવાળો સમજવો (નહી તો મુંગો જાણવો,) એવો એવો સ્ત્રીને પુરૂષ બનેને લગતો એજ ધારો છે, (એટલે બનેને ભણવું જોઈએ,) માટે સુધારો થવાનો (૭) જે માણસ ભણેલો હોય તે દુખનો ચુરો કરી નાખે (કોઈ દિવસે પણ તે દુખ કાઢી શકે,) જે ભણેલો નહી હોય તે મનમાં ઘણોજ પસ્તાય છે, ને તે એમ ધારેછે કે આ મારી જીંદગાનીને ધીકકાર છે કે હું ભણ્યો નહી, માટે સુધારો થવાને (૮) તમે ખચીત માનજો કે આ વાત ધ્યાન આપવા જોગ છે. એટલે એ વાત મોટી છે; ને હું ખરૂ વિસ્તારીને કહુછુ કે એને નજીવી ગણશો નહી; માટે ખપે ઠામ ઠામ નિશાળો કહડાવો, એવુજ મોહોટે દલપતરામે માગ્યુ છે (૯)

પાઠ ૯૩ મો.

ધાગણુ કગવુ (સં) લુગુ ધરવું, ચડાવવુ
ગોહત્યા (સં) ગાયને મારવી; ગાયની હત્યા કરવી, ગાય માર્યાનું પાપ (ગૈ=ઇ

ત્યા)
મહા યુદ્ધ (સં) ઘણી મુશ્કેલીથી
વાદળી=ભુરા, આસમાની
દેવસ્થાન (સં) દેવનું ઠેકાણું, મંદીર

પાઠ ૯૪ મો.

કૃતઘ્ની (સં.) ગુણને બદલે અવગુણ કરનારો નીમકહરામ.
આડા=ઉલટ; વીરૂદ્ધ
ધાધરાદોર=સીધા.

ડંખ (સં) ચટકો

પાઠ ૧૦૪ થો.

દમયંતી (સં) નળ રાજાની રાણી, ને ભીમક રાજાની છોકરી
નળ (સં) નૈષધ દેશનો રાજા
વીયોગ (સં) જુદા પડવું
નયન (સં) આંખ
શોણીત (સં) લોહી
ટીંબા=ઊંચા ટેકરા
વૈદરભી (સં) વૈદરભ દેશના રાજાની છોકરી તે (દમયંતી
વલવલે=ટળવળે, વલખા મારે
ભામની (સં) બઈરી
ભી (સં) ભય; બીક
એકલડી=એકલી, નીરાધાર, જાતે
રસના (સં) જીભ
જાપ (સં) જપ, (એકચીતે સમરણ)
જપતી=ભજતી.
શુદ્ધ (સં) ભાન.
ડગ=પગ.
રૂધીર (સં) લોહી
આખડે=અથડઈ પડે.
ઠેસ=ઠોકર
ઠેબરડા=કાપા, નોહોર)
ગરાડ=મોટા, ઊંડા
અશુદ્ધ (સં) ભાન નહી તે
ઉર (સં) છાતી, દીલ
થડકે=હાલે, થ થરે
બગાડ=પોકાર
ઘોય=ઘો, બઘોલ
ગાફ=દર
ફુંફે=ફુંફાડા મારે
ઘુઘા=ખોખાટ કરે
ઘોય=ઘો કરીને સરડા જેવુ બીવામણા અવ.જનુ જાનવર
પ્રીછ=જાણ, ખબર
વસીઆર=મીનાડીના જેવુ પણ તેથી જરા મોટુ પશુ
છીકારવા=હરણ
ચીતરા=નાના વાઘ
ફાળ=ધ્રાસ્કો, કુદકો
ફાલુ=કોળા જેવુ પશુ.
નાદ [સં] અવાજ, સાદ
શામળ=સમળાનુ ઝાડ.
મેકડી=મરગુઓ
પથ (સં) રસ્તો, (ધર્મ)
કંટળી=કાંટાનુ ઝાડ
ઘોર=ઘુએરાઓ
મોર=મોરડી
સુંદરી (સં) રૂપવતી સ્ત્રી
ચરણે (સં) પગે
કામની (સં) બાયડી
ઝાખરૂ=કાંટ વાળી ઝાખળી
જટીઆ=લટીઆ, (જટાની પેઠે ગુંચવાયલા માથાના બાલ)
રેણી (સં) રાત; રાતી
જાડુ=અંધોર, બીકવાળુ
ઘોર (સં) ભયંકર
અનોદક (સં) અન ને પાણી
નીદ્રા (સં) ઊંઘ
સુવન=સુવ નુ.

( કવિતાની સમજુતિ. ) ૧૩)

વૈદર્ભી (વૈદર્ભ દેશના ભીમક રાજાની છોકરી ને નળ રાજાની રાણી તે દમયંતી) વનમા અંધારી રાતે ટળવળે છે, તે જાતે સ્ત્રી જાત અને વળી એકલી તેથી તેને ઘણો ડર લાગે છ, વૈદર્ભી વનમા ટળવળેછે. (૧) તે રાણી દમયંતી જીભ્યાએ નળનુંજ નામ દે છે, ને તેનજ નામના જાપ જપ્યા કરેછે; (વારેવારે નળનળ એમ બોલ્યા કરેછે) તેને શરીરનુ ભાન નથી, ને અંધારી રાતે તેને પગે કાંટા લાગેછે, વૈદર્ભી વનમાં (૨) તેની

રડતા રડતા આખો રાતી થઇ ગઇ ને આંખમાંથી આંસુએ કરીને તેજ
ઘટ્યું ને નેત્રમાથી આસુની બે ધારા ઝર્યા કરેછે ને લોહી નેહેછે, વૈદર્ભી
વનમા૦ (૩) તે ચાલેછ પણ અહીંથી આહી ને પાહાની પાહા એવી રીતે
અથડાય છે, ને પગમા ઠોકરો વાગેછે તેમ કાટામા બાલ ભરાય છે, ત્યારે
ચાલતી ઉભી રહીને અટકે છે, વૈદર્ભી વનમા૦ (૪) તેના શરીર ઉપર ઝા-
ડની ડાખળી વગેરેથી ઘણા નેહોર કાપા પડયા છે, ને તેમાથી લોહીની
ધાર નેહેછે, ને મોહોડેથી નળ નળના ઉચ્ચાર શિવાય બીજો કંઇ પણ વી-
ચાર તેને આવતો નથી, વૈદર્ભી વનમા૦ (૫) તે ઊંડા કોતરો ઉતરે ને મોટા
મોટા ઊંચા ડુંગરો આવે તેપર ચહડે, ને વાઘ મોટો પોકાર મારે તોપણ
તેનું દિલ ભન ભિનાનું (હો બેદિલ) થઇ ગયું તેથી ધડકતું નથી, વૈદર્ભી
વનમા૦ (૬) તેને વાકે રસ્તે ટેકરા ટેકરીઓ ને બીવામણી ગુફાઓ ઘણી
આવે, ને નપ દગમા ફુફાડા મરે ને નોળથી માહે ઘોઘાટ કરે તેથી ત્રાસ
પામે, વૈદર્ભી વનમા૦ (૭) પશુ પખીના જે શબ્દ થાય તે તેની જાણમા
આવે નહી, તેમ વરૂ વણીઆરનો શબ્દ પણ ઘણો થાય ને તેની પાછળ
ઝીણ દોડે, તેની પણ ખબર તેને પડે નહી, વૈદર્ભી વનમા૦ (૮) ત્યા હરણ
ફુદાને મરી રહેછે ને ચીતરા (કાબરા વાઘ) પેટમા ધારકો પાડેછે કે (એ
આવે!) ફલુ એટલે કોલા જેવા જાનવરનો પણ બહુ અવાજ થાય; ને
ગીધાળનો શબ્દ પણ સભળાય, વૈદર્ભી વનમા૦ (૯) આબા, આમલી, ને
લીમડા, તેમજ બાવળના ઝાડ પણ બહુ, વળી સમળો સદડી ને સેકટી
એ ઝાડ પણ ઘણા તથી દમયતીને રસ્તો સુઝતો નથી, વૈદર્ભી વનમા (૧૦)
બેરના લકડાના, ખાખરના તાતરના, કચકીના, કરંજી અને શુબેરીઆ-
ના ઝાડ, તેમજ બાવળના ઝાડ પણ ઘણા બીવામણા, ને ત્યા ઘણી બો-
રડીઆ તેથી પણ તેને રસ્તો દેખાતો નથી, વૈદર્ભી વનમા૦ (૧૧) તે ઝા-
ડોની અટવાઇમા તે દમયતી રાણી અથડાઇ પડેછે, ને તેને પગે ઝાડોના
વળા વીંટાઇ જાયછે; ને તે રાણીના માથાના ચોટલાના બાલ છુટા તેથી તે
બરીઆ ઝાડ ઝાખરામા ભરાઇ જાયછે, વૈદર્ભી વનમા૦ (૧૨) તેના શરીરે
ઝાડો આડાય. ને શરીરનું ભાન નથી તેથી કાટામા તેનાથી પગ મુકાય છે,

ને નળ રાજાનું સ્મરણ કરતી જાયછે, વૈદર્ભી વનમા૦ (૧૩) તેને રાત કે દિવસ કશું માલમ પડે નહી, એવું તે અઘોરવન, ત્યાં ઘણાં બીહામણા શબ્દ થાય તેથી તેનું શરીર થરથર ધ્રુજ્યા કરે, વૈદર્ભી વનમા૦ (૧૪) ને ને અન કે પાણી કશું ભાવે નહી ને રાત્રે ઊંઘ પણ આવે નહી, તેમ નહી બેસાય ને નહી સુવાય, એવી રીતે તે અટક રાનમા તેને ભટકતા ભટકતા ત્રણ દહાડા એમ વહી ગયા વૈદર્ભી વામા ટળવળેછે (૧૫)

પાઠ ૧૦૫ મો.

દ્રુમ [સં] ઝાડ
પરહરવું [સં] છોડવું
પુન્યશ્લોક [સં] ધર્માત્મા, કીરતીવંત, ત (નળ રાજા)
શ્યામા (સં) બાઈડી
જાનુ [સં] ઘુટણ
પત્ની (સં) રાણી
નૈશદનાથ [સં] નૈશદ દેશનો ધણી ત (નળ રાજા)
કાજળ=મેશ
વ્યાકુળ (સં) બાવરી
દેહડી (સં) દેહ, કાયા
નાથ (સં) ધણી; સ્વામી
દુકુલ (સં) લુગડું, વસ્ત્ર
ઉલટ=હોંસ, ઉમંગ
ભાળ=શોધ, તપાસ
ભુપાળ (સં) રાજા
કટ (સં) કેડ
શાર્દુલ (સં) વાઘ
વહાલ=હેત, ચાહ
નૈશદ દેશી (સં) નૈશદ દેશનો રેહેનાર, ળ
સાવજ=વાઘ
વનદેવી (સં) વનની માતા ત (દમયંતી)
કંપાય=થરથરે, બીએ
તરૂપતી (સં) ઝાડનો ધણી ઊંચું ઝાડ
અજગર (સં) સાપ
વીકાસી=પોહોળું કરી
પ્રીછયો=જાણ્યો.
ભીષ્મ (સં) ઘોર, બીહામણ
અધીર (સં) ધીરજ વગરની અકળી
ચક્ષુ [સં] આંખ
કંઠે (સં) ગળે
શોષ (સં) પાણી વગર ગળે બોલાય નહી તે
મરણ સમે (સં) મરતી વખતે; અંતકાળે
તારવી=નીકાળી
જુગત (સં) હીકમત

( કવીતાની સમજુતી. ) (૧૪)

નૈશદ દેશના રાજા નળની રાણી દમયંતી ભુલી પડેલી તે વનમા ભટક્યા કરેછે, તે મુખેથી નળ નળ કર્યા કરેછે, બીજો કંઈ પણ શબ્દ બોલતી નથી, દમયંતી ભુલી પડેલી તે ભટક્યા કરેછે (૧) તેની આંખમાની મેશ પણ આસુંએ ધોવાઈ ગઈ, ને તેનો સ્વામી નળ રાજા તેનું પેહેરેલું વસ્ત્ર ફાડી જતો રહયો, તેથી તેની અડધી કાયા ઉઘાડી રહી તેના દુઃખે તે બાવરી થઈ ગઈ, દમયંતી ભુલી પડેલી તે. (૨) એટલામા એક ચીતરો આવતો દીઠો, તેને હોસથી ધીરજ રાખી દમયંતીએ નળ રાજાની ખબર

પુછી કે ભાઈ તારા જેવી કેડ છે, તેં નળરાજાને દીઠાતા? દમયંતી ભુલી પડેલી તે (૩) પછી દમયતીએ વનમા એક વધને જોયો તેને દમયંતી પુછેછે કે હે વાહાલા, તને કંઈ નૈષદ દેશના રાજા રસ્તે મળ્યા? તારા જેવીજ તેની ચક્ષ છે, દમયતી ભુલી પડેલા તે (૪) એટલે વાઘ તો ભ- ભગયો, ને બીકથી નાશી જાય કે રખે એ વનની માતા દમયંતી મને પક- ડશે, (કેમકે વનમા તે રાક્ષણી જેવી દેખાતી હશે) અને બીજા પશુ પણ થર થર ધ્રુજવા લાગ્યા, દમયતી ભુલી પડેલી તે (૫) પછી ઊંચા ઝાડને પુ છયુ કે તારી ઊંચે ડાળ ગઈ છે, માટે હે ઝાડના વણી (સૌથી મોટા ઝાડ) મને નળ રાજા કયા માલમ પડે દમયતી ભુલી પડેલી તે (૬) ત્યારે ઝા- ડનો કંઈ જવાબ આપે નહી, તેમ તેમ રાણી ઘણુ રુદન કરવા માંડે, ને કેહેકે નળ રાજાથી હુ જ્યારે વેગળી પડી ત્યારે સઘળા મને શત્રુ થઈ પ- ડ્યા, દમયંતી ભુલી પડેલી તે (૭) એવામા એક મોટો સાપ મોઢું ઉઘાડી રસ્તામા પડયો છે, તેને દમયતીએ જાણ્યો નહી તેથી તેના મોમા પગ મુ કી દીધો, દમયતી ભુલી પડેલી તે (૮) તેનો પગ ઘુટણ સુધી તે સાપના મોમા ગયો, તેથી ગભરાઈને શરીરે બધે ઝેર ચડી ગયુ તેથી તે ત્યા બા- વરી થઈને નળ રાજાને સાદ પાડીને બોલાવવા લાગી, દમયતી ભુલી પડેલી તે (૯) તે સાપતો મનમા ખુશી થયો, કે આજનો ભલો શીકાર હાથ આવ્યો પણ વૈદર્ભી ઘણું ટળવળવા લાગી લાગી ને તેના આખના નેત્ર બનો ઊંચા ચહડી ગયા, દમયતી ભુલી પડેલી તે (૧૦) તેને બોલતા બોલતા ગળે શોસો પડયો, ને મોઢે પાણીનો શોષ પડયો, ને કહ્યુ કે મરતી વખત પણ મારુ હઈઆ કોઈ મળે નહી, એમ કહી ઉભી નળ નળનુ ધ્યાન ધરતી જાય, દમયતી ભુલી પડેલી તે. (૧૧) એવામા નાણીને રડ તી સાંભળીને ત્યા એક શીકારી દોડતો આવ્યો; ને રાણીને દીઠી તો સા- પના મોમા તેનો પગ ભરાયેલો છે, દમયતી ભુલી પડેલી તે (૧૨) તે શીકારીએ પછી સાપને કુહાડાનો ઘા કરીને મારી નાખ્યો; અને હી- કમતથી તે નળ રાજાની રાણીનો પગ તેના મોમાથી કહડાવ્યો, દમયતી ભુલી પડેલી ભટક્યા કરેછે. (૧૩)

નળ એ મોટો ધર્માત્મા ક્ષત્રી રાજા થઈ ગયો, તે નૈષધ દેશના વી-
રસેન રાજાનો છોકરો, તે ઉપરથી તેને નૈષધનાથ કહેછે દમયંતી એ વૈદર્ભ
દેશના ભીમક રાજાની છોકરી, તે ઉપરથી એને વૈદર્ભી કહેછે નૈષધ એ
બંગાળાનો એક પ્રદેશ છે અને વૈદર્ભ તે દક્ષિણમાં છે તે ઘણું કરીને
(વરાડ હશે) નળ દમયંતીની આખી વાત પ્રેમાનંદ કવિએ રચેલી છે
તેને નળાખ્યાન કહેછે, તેમાં ૬૪ કડવાં છે તેમાં આ તો ૩૭ તથા ૩૮
માં એવાં બે કડવાં છે નળ રાજાની પૂંઠે કળજુગ પડયો અને તેણે નળ
દમયંતીને દુખી કરી તેઓ વચ્ચે વિજોગ પડાવ્યો ત્યાંથી આ ચાલેછે
૧૦૫ મા પાઠની છેલી કડીમાં પારધીએ સાપના મોમાંથી દમયંતીનો પગ
મુકાવ્યો પણ પછી શું થયું તે વાત બીજા કડવામાં છે તે પારધીએ પછી
દમયંતી ઉપર નજર બગાડવાનું કર્યું ત્યારે દમયંતીએ તેને કહ્યું કે મને
છેડીશ નહી હું સતી છું પણ તેણે માન્યું નહી ત્યારે તેને તે પારધીને
શ્રાપ દીધો તેથી તે બળીને ભસ્મ થયો ત્યાં પછી દમયંતી વનમાં નળ
રાજાની શોધમાં આગળ ચાલી ત્યાં તેને ઘણું દુઃખ પડ્યું, તેને માથે
મોતીના હારની ચોરીનું તોહોમત આવ્યું, તેમજ નળ રાજા જ્યાં હતા
ત્યાં તેને બાહુકજીનો વેષ લેવો પડયો પછી તે ચાર વિદ્યા શિખ્યો વગેરે જા-
ણવા જોગ વાતો નળાખ્યાનમાં ઘણી વિસ્તારેલી છે તે રમુજી અને રસ પડે
એવી છે; માટે તે ચોપડી વાંચેથી બધી ખુબીઓ મળશે તે ચોપડી (ન-
ળાખ્યાન) વાંચવા લાયક છે.

પાઠ ૧૦૬ ઠો.

આગરીઓ=આગળ થઈ જનારો હરીઆગ વાળો પુરુષ.
ચાંચીઆ=દરીઆઈ લુટારા લુટી જનારા
પેશવાઈ (ફા) પેશવાના રાજની ગાદી
રજુ (આ) હાજર; હજુર.
કુલ (આ) બધાં; તમામ.
અમીર ઉમરાવ (આ) ઉંચા કુળના માણસો ખાનદાનવાળા

પાઠ ૧૦૭ મો.

દુગાની (ફ) અમદાવાદી સીક્કો
રાજભ્રષ્ટ (સં) રાજની ગાદી ઉપરથી ઉઠાડેલું.
રાજપદવી (સં) રાજની ગાદી હોદો
ધાસ (સં) પ્રવાહ; ધાર
પૌત્ર (સં) છોકરાનો છોકરો
દગલબાજ (ફા) લુચ્ચો, દગાખોર
કાપાકાપી=ખુનામરકી; કાટકટી, ખુનરેજી.
ઓચ્છવ (સં) મોટી ખુશાલીનો દાહાડો; મોટો તહેવાર, રુડું ટાણું.
પુજારીઓ=પુજાના કરનારા

પાઠ ૧૦૮ મો.

મગતીઆ.
સુખતી (ફા) જુલમ.
જાવીમેદ (સં) સાતી અંત
ર, ન્યાતમા જુદાઈ.

પાઠ ૧૧૫ મો.

દંતુશળ (સં) હાથીદાંત
તોલ (સં) વજન, ભાર
સોથ=મડદુ, લાશ
શીકારીઓ (ફા) પારધી
ફાસો=ફગ જો, શુળી
ફોગટ=અમથુ, નકામુ
હાથી ખાનુ=હાથી બાંધીરા
ખવાની જગો

પાઠ ૧૧૬ મો.

હરીગીત (સં) ઈશ્વ નુ ગી
ત,(છંદનુ નામ)
તતએવ (સં) તુ ન
થીર (સં) જે હાલે ચાલેન-
હી તે; કાયમ
નવીન (સં) નવુ
બુદ્ધિશાળી (સં) અકકલવ
ત, સમજુ
કસુર (આ) ખામી
પુષ્ટ (સં) જબરા, જોરાવર
ભ્રષ્ટ (સં) નઠારા, નીચા
સંહાર (સં) નાશ, ઘમશાણ,
છળ કપટ (સં) દગા ફડફણ
પ્રપંચ
ખલ (સં) લુચ્ચો, કપટી
મટ=ફીતવ
ચપટ=જમીન બરાબર
વૈરીએ=દુશમનો
શુદી=અજવાળીઉ
રીપુ (સં) દુશમન; વૈરી
નીરગુણ (સં) ગુણ વગરના
(નીર—ગુણ)
છજ=છાપરાનીચે જડેછે તે
રીદ્ધિ (સં] દોલત
સીદ્ધિ (સં) મનની ઇચ્છા
પુરી થાય તે
અખુટ (સં) ઘણીજ, ખુટે
નહી તેટલા
ભંડાર (સં) ભરપુર ખજાનો
મનોરથ (સં) મનની ઇચ્છા
મનકામના.
કુશળ (સં) શરીરે સુખી
સુખકાર(સં) સુખ કરે એવો
નીર્દોષ (સં] દોષ વગરનો કો
ઇનો ગુન્હાઈ વગરનો
નીશ્ચળ [સં) ચળે નહીં એ
વો, સ્થીર
સમજો=ધારજો
પ્રતી (સં) દર એક
જયજયકાર (સં) ફતેહ ફતે-
હ, જશનો ડંકો.
ગાજ=અવાજ
સ્નેહ (સં) ચાહે, પ્રીત.
સજ્જન (સં) સારા માણસ
(સત—જન)
રચેલ (સં) રચેલા

## (કવિતાની સમજુતી) (૧૫.)

હે દેવના દેવ એટલે મોટા ઇશ્વર તું તરત દિનમા દયા ધર કે જે રાણીજીના રાજથી હમે સુખીઆ થયા, તુ નિત્ય એના મુગટમા નવુ નવુ તેજ આપ, અને સદા તું એ વિકટોરિઆ રાણીને આ રાજમા સુખી રાખ (૧) એ પ્રીતિવાળી અને દિલમા દયા લાવનારી અકકલવત મોટી બાઈ છે; કે જેના મનમા ઘણી ચતુરાઇ ભરેલી છે દેશમા જેના કામ વિષે જરા પણ કસુર માલમ પડતી નથી, માટે સદા તુ એ વિકટોરિઆ० (૨) જે નઠારી વાતમા મચેલા એવા જે જબરા આ સંસારમા એના શત્રુ છે; જેઓ માણસને દુઃખ દે અને નઠારા વિચારમા ફરતા ફરે- તેનો તુરત નાશ કરનાર આ જગતમાં પ્રભુ તુજ છે, માટે સદા તુ એ વિકટોરિઆ. (૩) હે

પ્રભુ આવા વખતે તુ ઉઠીને હમારી આગજ મનમા ધેજે, ને દગો કરે એવા કપટી જે લોકો છે તે બધાને તુ જમીન દોસ્ત (પાએમાલ) કરી નાખજે, એ દુસમનોના રેહઠાણને (ટોળીને) જરા વારમા તુ દુર કરી નાખજે, ને સદા તુ એ વિકટોરિઆ૦ (૪) અજવાળીઆમા જેમ ચદ્રમાનું તેજ દાહાડે દહાડે વધતુ જાય, તેમજ એ મોટા રાણી સાહેબનુ ઘણુ તેજ તારા વડે ચડતુ રહે, ને જેમ છજમાના છોડવા મુળ વિનાના હોય તેમજ તેના દુશમનોના કુળને તું મુળ વિનાના કરી નાખજે, ને સદા તુ એ વિકટોરિઆ૦ (૫) તારા ભંડારમાથી ઘણીજ (ખુટે નહી તેટલી) દોલત એને આપજે, ને એના મનની ઇચ્છા પુરી પાડી ને સઘળા દુખ એના કાપી નાખજે; હે જગતના બનાવનાર ઇશ્વર તુ એના બધા રાજમંડળમા કુશળપણુ આપ ને સદા તુ એ વિકટોરિઆ (૬) લાંબી મુદત સુધી એનુ રાજ હમારા ઉપર સદા કાયમ રાખજે, વળી એના કુટુંબનો પરિવાર પૃથ્વી મધ્યે સુખ પામે તેમ વધજો, પરમેશ્વર પ્રીતે એના હકુમત બધા દેશમા બાઝજો, ને સદા તુ એ વિકટોરિઆ (૭) એનો ઇનસાફ દોષ વિનાનો (તરફદારી વગરનો) છે તે જગત મધ્યે પથરાજો, અને નિત્ય જુદે જુદે દિવસે બધા કામમા એનો જશ વધજો, હમે ઊંચા સાદે એનાજ અવાજમા એના ગુણનું ધ્યાન કરીએ માટે સદા તુ એ વિકટોરિઆ (૮) ભાઇઓ મનમા ઉમંગ ધરી ઇશ્વરની સ્તુતિ કરીને મોહોડેથી એવુ માગજો, કે આ પૃથ્વીપર રાણીજીના હરેક કામમા ફતેહ થજો; ને એના દુસમનોનુ જોર નરમ પડી જજો, સાચા સ્નેહભાવથી તમે સઘળા સારા માણસો ગામે ગામના એની કીરતી ગાજો, ને આ સારા નવા છંદ દલપતરામ કવિએ રચેલા છે (૯)

પાઠ ૧૧૭ મો.

અપકાર (પુ) સારાને બદલે નઠારૂ, અવગુણ

ઉપકાર (પુ) પાડ, ગુણ.

આશ્રમ (પુ) રેહેઠાણ, આશરાનુ ઠેકાણુ

આજાર (સ્ત્રી) રોગ.

આતુરતા (ન) હોંસ

સેવા (ન) ચાકરી

તસદી (સ્ત્રી) મેહેનત.

દ્વેષ (નં) અદેખાઇ

પાઠ ૧૧૮ મો.

ગુહા૦=શ્રાવકોમા જેગોપાળ કરવા તે

બંદગી (સ્ત્રી) ઇશ્વરી પ્રાર્થના સ્મરણ.

ગરાસીઓ=વંશ પરંપરાથી કબજ સરકારી જમીન મ.

જેવી કે તે બદલે કંઈ રોકડ માગતુ હોય તે લેનાર લોકો, ગરાસન ધણી એક જાતના રજપુત—ઠાકોર
ઓવારણાં=બલા ઉતારવી, અલાબલા કાહાડવી તે
ઘુમટો=લાજ, (મથનો છેડો મોઢ઼ર ખેચવાન)
નેખી=જુદી, અળગી

પાઠ ૧૧૯ મો.

સામુદ્રધુની (સં) સાંકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધનારો
અંગ=અવગો, નિરવર
ઝભ્ભો=ઢીલો લાંબો ઝુલતો જામા જેવો પોશાક
નાપસંદ (ફા) અણગમતુ, પસંદ નહી તે
અન્મ પરસ=માહોમાહે, અન્યોઅન્ય
અદબ (આ) નલુકાઇ, મર્યાદા

પાઠ ૧૨૦ મો.

ગુર્જરી=ગુજરાતની
બિરાજે=દીપે, શોભે
વીવા=લગ્ન, શાદી
થોક=જથો ટોળુ
શાલીમાર (ફા) શાહજહાં બાદશાહે બંધાવેલો મોટો બાગ.
સાથ=જમાવ
સુહાવી=સભાવી
વધાઇ=વધામણી, ખુશીની ખબર; ખુશાલી
ગર્જના (સં) મોટો અવાજ, ગડગડાટ
દીપમાળા (સં) હારબંધ દીવાની રોશની કરવી તે
ઓપી=ઝળકી, દીપી
રાજમેહેલ=રાજાનો મેહેલ, (કલેકટર સાહેબનો બંગલો)
ગોટા=કલગી
નીવાજે (ફા) બક્ષીસ આપે, બક્ષીસ મળી
દારૂખાનું (ફા) આતશબાજી
દૈત્ય (સં) રાક્ષસ, વાદર
હર્ષ (સં) આનંદ, ઓચ્છવ
હરખ્યો (સં) ખુશી થયો.
આતશબાજી (ફા) દારૂખાનુ, દારૂ ભરેલાચીજો ફુટથી જોવાનો તમાશો.
લંકાપુરી=લંકા નગરી
ભભકાર=ભપકો
છબી (સં) ચેહેરો; ચીત્ર ન સાર
વ્રજ (સં) વૃંદાવનમા ગોકુળ મથુરા તરફનો; શ્રીજવસીનો
લોચન (સં) આંખ.
ત્રીલોચન (સં) ત્રણ આંખ (ત્ર—લોચન)
ઉપમા (સં) શોભા, સરખાવવુ
પહેલો=છેડો, કેડો.
સમાન (સં) સરખો.
નાવે=નહી આવે
જમાન (આ) જામીન
ટેકી=અટકી; થોભી

## (કવિતાની સમજુતી.) (૧૬)

વિક્રમાજીત સંવત ૧૯૧૫ મા, વળી સારા વખતે મેશતાજ વર્ષમા, જ્યાં કે ગુજરાતની રાજધાની (અમદાવાદ) બીરાજે છે, ત્યા આજે રાણીજીનુ સારૂ રાજ થયું (૧) તે વખતે બધાના મનમા એવો હરખ ઉપજ્યો, તે એવો કે કંઇ પૈસાનો લાભ થાય અથવા કંઈ મનનુ ધારેલું કામ થાય તેથી જેસો સંતોષ ઉપજે તેસો થયો; લગ્ન કરતા પણ તે દિવસનો વાર આજે

મોટો હોય એમ શોભે, એવુ આજે રાણીજીનુ (૨) એ દીવસે લોકોના ટોળે ટોળા મોટુ ઉમગથી ફરતા, અને બધાએ લુગડા પણ સફેત પેહેરેલા એવા ખડેખડ બનેલ, તેઓ બધા એજ કામને વાસ્તે શાહીબાગમા ગયા, એવુ આજે રાણીજીનુ (૩) ત્યા બધા સભાના સાહેબો (યુરોપીયનો) મડળી મળી, અને ઘણા હોસે હોસે ફેરી શેઠીઆઓ મળ્યા, અને સ્વારો મળેલા તેના બદુકના મોટા અવાજ થતા હતા, એવુ આજે રાણીજીનુ (૪) ખુશ ખબર એટલે રાણીજીના રાજ્યની જાહેર ખબર વાચી સભળાવ્યાથી નગરાને ઘણો હરખ ઉપજ્યો, અને તેથી જુદા જુદા નગરમા વાજા વાગી રહ્યા, તોપના અવાજને વખતે તે દિવસે ત્યા મોટા અવાજ થયા એવુ આજે રાણીજીનુ (૫) મળેલા ગ્રહસ્થો પછી ઘેર જઇને તે દિવસે સારા સારા ભોજન જમ્યા, અને એજ રાતે પછી દીવાની સારી રોશની તેઓએ બનાવી, તેમા God Save the Queen (પરમેશ્વર રાણીનુ રક્ષણ કરો) એવા મોટા અક્ષરો જ લખેલા તે શોભી રહ્યા હતા, એવુ આજે રાણીજીનુ (૬) એ દીવસે રાજાના મેહેલમા (હઇઆ અમદાવાદના કલેકટર સાહેબના બગલામા) ઘણાક લોક મળેલા, તેઓને ભાષણો સભળાવી પછી ફુલ ગોટા આપ્યા, તેમ કવી દલપતરામ ડહ્યાભાઇને નવી પાઘડી તથા શાલજોડો બક્ષિસ આપ્યો, એવુ આજે રાણીજીનુ (૭) તે દિવસે આતસબાજીનો ખેલ ઘણો સારો રચ્યો હતો, એ તમાશો તે વખતે ઘણા લોક જઇને જોતા હતા, જાણે દેશ (નાદરાનો દેશ એટલે લકા બળતી કેમ હોય એવુ દેખાતુ હતુ, એવુ આજે રાણીજીનુ સારૂ રાજ થયુ (૮)

એવી રીતે જયજયકાર આનદ થયો, ને બધુ સભા મડળ ખુશી થયુ; અને તેઓ બધા હાથ જોડી ઉભા થઇને પ્રભુની પ્રર્થના કરવા લાગ્યા કે હે ઇશ્વર, આ વિકટોરિઆ રાણીનુ રાજ્ય સદા કાયમ રેહે એવું તું કરજે.

જાણે શેહેરથી વેગળી લકા નગરી કેમ સળગી હોય તેમ તેમ મોટા ભડાકાથી આતશબાજીની વખત રાવણની છબી બાળી, કે કાનો ગોકુળ મથુરા તરફના દેશમા વગડાનો અગ્નિ સળગ્યો, અથવા જવાળામુખી પર્વતની આગ ગગને ચડીને ગાજી; નહી તો જાણે (શીવ) ઇશ્વરની ત્રીજી

આભ ઉઘડી હોય એવી ઉપમા દલપતરામ કહેછે, તેવાજ આજે અમદા-
વાદમા રાજ્ય સભાના આગળ રાત્રે આતસબાજીનો ખેલ બન્યો. (૧)

મેલો પેંડો પેલો આગ ખેલમા ઉભેલોછે તે જુઓ, તેને ગોદડા વ
તે સુધી લપેટેલો હોય એવો જાણે હનુંમાનજી આવેછે; તેના હાથ ધરૂવા-
બા કાળા ને દાઢી મોઢુ પણ કાળુ દેખાયછે, ને પાઘડીનો છેડો લટકતો
પુછડા બરાબર જણાયછે; તે ઠેકાણે (આતસબાજીમા) લોકો ત્રાસ પામીને
નાસાનાસ કરે પણ જેના રામજી જામીન છે તેને કશી ઝાળ લાગતી નથી;
તે ઠેકાણે ઠેકાણે બધે આગ લગાડીને આવો ખસેછે, તે કોણ જાણે હશે
હનુમાનજી કે પછી નક્કી તો મુછના મુછેમાનજી (૨)

આ કવિતમા નક્કી સમજવાનું છે. પેહેલા અંગ્રેજી રાજ્ય ઈસ્ટ
ઈંડિઆ કંપની ચલાવતી હતી, પણ સન ૧૮૫૭ ના બળવા પછી એ રા-
જ્ય રાણી સાહેબે પોતના હાથમા લીધુ એ રાણીના રાજ્યની શરૂઆત થઇ
તે પ્રસંગે જુદા જુદા શેહેરોમા તેમને મુબારકબાદી આપવાને સભા મળી
હતી મુંબઈમા પણ મળી હતી, સુરતમા રૂસ્તમપુરામા જયાં કે સુરજમહે-
દજીની ઝોકનાઓની નિશાની છે તે હાલની બાગમા પણ મળી હતી; અને
એજ કારણસર એક મોટી સભા અમદાવાદમા ત્યાના કલેકટર સાહેબના
બગલાના સવત ૧૯૧૫ ના કાર્તક સુદ ૧ ને દીને મળી હતી, તે વખતની
સભાનો આ કવિતામા બધો વિસ્તાર આપેલો છે એવુ સમજવુ

આતસબાજીવાળા છંદમા ગવાણની છબી લાગી એમ લખ્યુ છે તેનો
અર્થ એવો કે જયરે રાવણ મુઓ ત્યારે તેનુ માથુ ફુટી તાળવામાથી અ
ગ્નિ નીકળી લંકા સળગી હતી, તેજ પ્રમાણે અહીંઆ ( અમદાવાદમા )
આતસબાજીની વખત ઘણી રોશની થઇ તે વખતે કોઠીમાથી આગ ની-
કળી જાણે તેની લંકા કેમ સળગી હોય એવુ થઇ ગયુ હતું.

મનહર છંદમા પેહેલા ગોદડે સુથાયલો હનુંમાનજી એને છેલ્લે બ-
ન્યુ છે કે તે હશે હનુમાનજી કે મુછ્યાં મુછેમાનજી ત્યારે કોઈ કેહેશે કે
આ કવિતામા તે વળી કોનનું નામ કેમ લખ્યું હશે ? તેનું કારણ એ
સમજવું કે જ્યારે હનુમાને લંકા બાળવા માંડી ત્યારે પેહેલા તે બધે આ

